# (MOB LYNCHING)

## ભીડમાં મુસ્લિમ નવજવાનોને મારી નાંખવું.........................

## આખર તેનો ઉપાય શું છે??????


**રજુકર્તા**

**હઝરત મવલાના મુહંમદ ઉમરૈન મહફુજ રેહમાની (દા.બ.)** (સેક્રેટરી મુસ્લિમ પર્સનલ લો બોર્ડ)

ગુજરાતી અનુવાદ – મોલ્વી અબ્દુલ મતીન મુહંમદ બરચા (ટંકારીઆ)

(97252-67236)

# ભીડમાં મુસ્લિમ નવજવાનોને મારી નાંખવું.......

.................................................................

## આખર તેનો ઉપાય શું છે??????

ગાયના નામ પર મારી નાંખવું, ચોરીના શક પર લોહી વહાવવું, મામુલી મામુલી કારણો પર મજબૂર મુસલમાનો પર લોકોનું ભેગા થઈ હુમલો કરવો લગાતાર ચાલી રહેલ છે. નફરતની ખેતી જે આખા દેશમાં કરવામાં આવી રહી છે હવે તેના ફળ, ફુલ અને પાંદડા જાહેર થવા લાગ્યા છે. દુશ્મનીની આગ આખા દેશમાં ગરમ ગરમ લોહીથી ઓલવ્વામાં આવી રહી છે. કયાંક આસામ માં, તો કયાંક **બીહારમાં**, તો કયાંક બંગાલમાં મોબ લીન્ચીંગની ઘટનાઓ બની રહી છે.આ ફકત લોહી વહાવ્વુ નથી, બલકે તેના પાછળ મુસલમાનોની હિંમતોને તોડી નાખવી અને મુસલમાનોના હાથોમાંથી હથિયારો ફેંકી આપવા માટેની કોશીશો છે. હુજુમી તશદદૂદ (મોબ લિન્ચીંગ)ની લહેર દોડાવવા વાળાઓના દિમાગમાં આ વાત છે કે જયારે મુસલમાનો આવી ઘટનાઓથી ગભરાઈને તેમને પોતાની જાન સુરક્ષીત ન હોવાનો એહસાસ થશે, અને તે પોતાને લઘુમતી હોવાના એહસાસ સાથે અકસરીય્યત ધરાવનાર લોકોના રહમો કરમના તાબા હેઠળ ગણવા લાગે તો પછી પોતે પોતાની જાતને બીજાઓને  સોંપી આપવાનો સમય શરૂ થશે, અને આ ઘટનાઓ પાછળ ફકત અને ફકત આ જ

તારણ નીકળશે, અને આ તારણ કતલના દર્દનાક કિસ્સાઓથી પણ વધીને ખતરનાક સાબીત થશે.

કોઈ પણ કોમ અને જમાઅત કોઈ પણ ક્ષેત્ર કે મેદાનમાં અહીંયા સુધી જ ઉભી રહી વિકાસ કરી શકે છે જયાં સુધી તેમનામાં બુલંદ હિંમત અને મજબુત ઈરાદો અને નિય્યત હોય, અને જયારે હિંમતો તુટવાનું શરૂ થાય છે તો પછી તે કોમ કે જમાઅત ઈતિહાસનાં પાનાઓની શોભા અને જુના ઝમાનાના મયુઝિયમની અમાનત બનીને રહી જાય છે. ભારતના મુસલમાનોએ આ મુસીબતનો ઈલાજ અને ઉપાય જલ્દીથી શોધવો પડશે.

**આ વિષય પર નીચે અમૂક વાતો લખવામાં આવી રહી છે.**

(૧) સૌથી પહેલાં મુસલમાનોએ આ વાત દિલ-દિમાગમાં બેસાડી લેવી જોઈએ કે **બુઝદિલી (કમજોરી અને લાચારી) ની મોત મરવી એ મુસલમાન માટે અત્યંત શરમજનક વાત છે**, અલ્લાહ ન કરે પણ જો કોઈ મુસલમાન લોકોની ભીડનો શીકાર થઈ જાય તો તેણે કાતિલો-ઈન્સાનના રૂપમાં આવેલ જાનવરોથી પોતાની જાનની ભીખ માંગવા, રહમો કરમની અપીલ કરવાની જગ્યાએ બચાવ અને મુકાબલો કરવાનો રસ્તો અપનાવવો જોઈએ, મોત દરેકને જ આવવાની છે અને **જયારે મરવાનું જ લખેલ હોય તો પછી બુઝદિલી અને લાચારીની સાથે જાન કેમ આપવામાં આવે. બહાદુરી અને જવાન યોધ્ધાની જેમ પોતાની જાન જીવ પૈદા કરવાવાળાને**

**સોંપવામાં આવે, ભીડના બે-ચાર લોકોને મારીને જહન્નમમાં પહોંચાડી જન્નતના રસ્તા તરફ જવામાં આવે.**

ભાગલપૂરનો ઘણો દર્દનાક હાદસો અને તેના સિવાય દેશનાં અલગ અલગ ઈલાકાઓમાં થયેલ ફસાદાતના સમયે **અમીરે શરીઅત મવલાના મીન્નતુલ્લાહ સાહબ (રહ.)**એ ભારતના મુસલમાનોને ડંકાની ચોટ પર આ પૈગામ આપ્યો હતો કે જયાં સુધી ફસાદ કરવા વાળા પોતાની જાનનો ખતરો મહસુસ નહીં કરે ત્યાં સુધી આ ફસાદાતનો સિલસિલો ચાલતો જ રહેશે. જો આ નુસખા પર દેશનાં બે-ત્રણ ભાગમાં પણ અમલ કરી લેવામા આવે તો હાલાતને બદલવામાં વાર નહીં લાગે. અને જાહેરી વાત છે કે આ કોઈ કાયદા-કાનુનના વિરૂધ્ધ અમલ નથી, દુનિયાનો દરેક જ કાનૂન વ્યકિતને પોતાના  બચાવ માટે હથિયાર કે બીજો કોઈ ઉપાયની ઈજાઝત આપે છે. જયારે કાતિલ કોઈ બેકસૂર અને નિર્દોષ વ્યકિતને મારી રહેલ હોય તો કાનૂન – ઈનસાફ – બહાદૂરીનો તકાઝો આ જ છે કે લાચારીની સાથે મરવા કરતાં બહાદૂરીની મોત મરે અને અંતિમ શ્વાસ સુધી પોતાના બચાવ માટે ઉપાય કરતો રહે.

(૨) બધી જ  મુસ્લિમ સંસ્થાઓ, જમાઅતો અને  બધાજ મુસલમાન નેતાઓ, રેહનુમાઓ, હોદદેદારો ભેગા થઈ રાષ્ટ્રપતિ અને વઝીરે દાખલા પાસે જઈ આવી હાલતની ભયાનકતા અને તેના ખરાબ પરિણામોથી આગાહ કરે. અને આ વિષય પર એક આવેદનપત્ર પણ આપે, જેમાં સાફ સાફ આ વાતનો ઉલ્લેખ હોય કે હવે પાણી માથાથી ઉપર નહીં બલકે છત અને દિવાળથી પણ ઉપર

વધી ગયું છે અને જો આ હાલત પર જલ્દીથી કાબૂ મેળવ્વામાં ન આવ્યો તો દેશભરમાં  ઘણી ખરાબ રીતે દેહશતગર્દી ફેલાવાનો ભય છે.

**(૩)** બધાજ મુસ્લિમ M.L.Aઅને M.P. ( ભલે તે કોઈ પણ પાર્ટી સાથે સંબધ રાખતો હોય) પાર્લામેન્ટ હાઉસના સામે ભેગા થઈ MOB LYNCHING ના ખિલાફ વિરોધ દર્શાવે, અને MOB LYNCHING નો શિકાર બીજી લઘુમતિ જાતીઓના લોકો પર પણ થયા છે અને થઈ રહયા છે, એટલા માટે આ લઘુમતિ જાતિઓના M.L.A  અને  M.P. ને પણ પોતાની સાથે લેવાની કોશીશ કરવી.

**(૪)** ઈન્સાની અધીકારોની  દુન્યવી સંસ્થાઓને મુસલમાનોની કુલ હિંદ સંસ્થાઓ અને જમાઅતોના લેટરપેડ પર કાગળો લખવામાં આવે. અને આ પુરી હકીકત તેમાં દર્શાવવામાં આવે, તેમને આ વિષય પર ચર્ચા વિચારણા વિશે અપીલ કરવામાં આવે.

**(૫)** જે મુસ્લિમ દેશોમાં ધાર્મિક ગૈરત અને જઝબો છે જેમ કે તુર્કી , કતર વગેરે આવા દેશોના એમ્બેસી તરફથી ભારતીય ગવર્મેન્ટ પર દબાવ નાંખવામાં આવે કે તે જલ્દીથી આ હકીકત પર કાબૂ મેળવવાની કોશીશ કરે. આ વિષય પર મુસ્લિમ સંસ્થાઓના લીડરો તરફથી મુસ્લિમ દેશોના રેહબરોને લેટર લખવામાં આવે અને એમ્બેસીમાં જઈ મુલાકાત પણ કરવી જોઈએ.

ઉપરોક્ત બતાવેલ વાતો અને મુદદાઓથી આ વિષય પર તાત્કાલીક અને હંગામી ધોરણે હલ નિકળી શકે છે. જેનાથી કંઈક અંશે આવી ઘટનાઓ પર રોક લાગશે, **પરંતુ અસલ અને યોગ્ય હલ** તો આપણા દેશનાં મુસ્લિમ અને ગેર મુસ્લિમ ભાઈઓ સાથે સારા વર્તન સાથેનો વ્યવહાર કરવામાં આવે, નફરતના આ ઝેરને દુર કરવાની કોશીશ કરવામાં આવે. જે ઘણી તેજીની સાથે ફેલાવવામાં આવી રહેલ છે. ગામથી લઈ શહેરો સુધી બિરાદરાને વતન સાથે અલગ-અલગ તરીકાથી વાતચીતો, મુલાકાતો, એકબીજા સાથે સંબધો બાધવાં જરૂરી છે. આ વીશે ઘણી આસાન અને નફાકારક સૂરત આ પણ છે કે દરેક ઈલાકામાં " મસ્જિદો બધા જ માટે" આ નામથી મુહિમ ચલાવવામાં આવે, જેમાં બિરાદરાને વતનને મસ્જિદોમાં દાવત(આમંત્રણ) આપીને મસ્જિદોમાં બેસાડવામાં આવે. તેમનું સ્વાગત કરવામાં આવે, અને તેમને મસ્જિદોમાંજ જમાડવામાં આવે, તેનાં ઘણાં સારા અને નફાકારક પરિણામો સામે આવી શકે છે.

## આવો!!!!!!

**જુલ્મના અંધારાને દુર કરવા માટે પોત પોતાના ભાગનો દિવો પ્રગટાવીએ.**

**પરીણામે કંઈક તો અંધારુ ઓછુ થાય અને કઇંક તો રોશનીની કિરણો વાતાવરણમાં ચો તરફ પ્રસરે.**